# પ્રસ્તાવના.

પ્રાથમિક શાળાના વિદ્યાર્થિયો રમૂજની સાથે બોધ મેળવે, એવા હેતુથી આ નિબંધ સાદી ઇબારતમાં રચ્યોછે. વિદ્યાર્થીઓના અભ્યાસક્રમમાં અનેક પ્રકારનાં પુસ્તકો આવે છે; તે બધાંથી જુદાજ પ્રકારનું આ પુસ્તક છે. તેમને કોઇ નાટક કે કલ્પિત કાદંબરીની માફક આ પોથી મનોરંજક નહિ જ થઇ પડે, કેમકે એની અંદર અનુભવ કરતાં જોવામાં આવેલા દાખલા આરસી રૂપે વર્ણવેલાછે. દોષ માત્ર દેખાડવામાં આવ્યા છે એમ નહિ, પરંતુ તે તજવાના ઉપાય, અને માણસાઇ મેળવાને સંસાર સુખ ભોગવવાને લાયક થવાના રસ્તા પણ દર્શાવેલાછે. તેથી ચિત્ત લગાડીને અથઇતિ વાંચશે તો વધારે લાભકર્ત્તા થઇ પડશે.

આંખ અને તન્દુરસ્તીની ખામી લાંબી મુદત ચાલુ રહેવાથી આ પુસ્તક ધાર્યા મુજબ પ્રગટ થઇ શક્યું નહિ. હાલમાં ઇશ્વરેચ્છાથી વડોદરા રાજ્યમાં દિવાનપદે દિવાન બહાદુર **શ્રીનિવાસ રાઘવ આયગર બી. એ. સી. આઇ. ઇ.** બિરાજમાન થયા; તે શુભ શુગુનની યાદગીરી માટે **અગાઉથી મળેલાં છસેં ગ્રાહકને** આ પુસ્તક ભેટ કરવામાં આવ્યું છે. જેમ દિ. બા. મણિભાઇ જશભાઇ માટે પ્રગટ કરેલા **'મણિમહિમા'**થી સજ્જનો સંતોષ પામ્યા હતા, તેમ આ નજીવી ભેટથી પણ આનંદ પામશે એવી આશાછે. તા. ૧-૮-૯૬ ગોલવાડિયા, અમદાવાદ.

**છગનલાલ લલ્લુભાઇ શાહ.**

દેશીનામાવાળા.

# વિદ્યાર્થીને અગત્યનો બોધ.

પૃથ્વી ઉપર આવેલા દેશોમાં ઘણાં છોકરાં નિશાળે જતાં હોય છે, તેમાં હવે તો છેક જંગલી લોકનાં પણ છોકરાં નિશાળે જવા લાગ્યાં છે. એ વાત સાંભળીને કે જોઈને આપણા મનમાં નવાઈ પેદા થાય છે, પણ તેનું વાસ્તવિક કારણ જાણવું જોઈએ. યુરોપખંડના કેટલાક દેશોમાં હાલ એવો કાયદો છે કે દરેકોઈ જાતના છોકરાએ આખા વર્ષમાં અમુક દિવસ લગણ નિશાળે ભણવા જવું જ જોઈએ, અને તે પ્રમાણે ન ભણનાર છોકરાનાં માબાપને સરકાર કાયદેસર સજા કરી શકે છે મતલબ કે કેળવણી લેવા માટે લોકોને ફરજ પાડવામાં આવ્યાથી સાધારણ મનુષ્યને પણ લખતાં વાંચતાં આવડવા લાગ્યું છે.

આ વાત તો જાણું સુધરેલા દેશની થઈ; પણ પૂર્વે જેઓ કેવળ જંગલી લોક હતા, પુસ્તક તે શી વસ્તુ છે એ વાત જેઓ સમજતા નહોતા, જેઓ હમેશાં અરસ્પરસ ગાળાગાળી અને મારામારી કરતા, એવા લોકોને પણ હાલમાં વિદ્યા ભણવાપર રૂચી પેદા થઈ છે. ન્યુઝીલાંડ નામે એક બેટ છે, જે આપણા દેશથી ઘણો જ દૂર છે; ત્યાના લોકો ભૂખ લાગતી ત્યારે માણસનો આહાર કરતા. આવા ક્રૂર લોકોના અંતઃકરણમાં પણ વિદ્યા શીખવાની ઇચ્છા ઉત્પન્ન થઇ છે. તેમની પ્રીતિ નિશાળ પ્રત્યે એટલીબધી આગળ વધી છે કે ત્યાં જવામાં ગમેતેટલાં ભારે સંકટ માથે પડવાનાં હોય, તો પણ તેની દરકાર કર્યા વગર નિશાળમાં હાજર થાય છે. ચોમાસાની ઋતુમાં નદી ઓળંગીને શાળામાં જવાનું હોય, અને કદાચિત્ તે બે કાંઠે આવેલી હોય, તેમ છતાંએ પોતાની

ચોપડી અને કપડાંની એક ગાંસડી માથા ઉપર લઇને બે-ધડક પાણીમાં પડે છે; અને તરીને સામે પાર જ્યાં શાળા હોય ત્યાં જાય છે. જુઓ ત્યારે કેવળ જંગલી લોકો પણ ભણવા ઉપર કેટલોબધો પ્રેમ રાખે છે, દિવસે દિવસે છોકરા અને છોકરીઓ વધારે ×શીખતાં હોય એમ માલૂમ પડે છે, અને કેટલાક વર્ષ સુધી એવોજ ક્રમ ચાલુ રહેશે તો તેનું પરિણામ એવું આવશે કે દુનિયામાં પ્રત્યેક માણસને લખતાં વાંચતાં આવડયા વગર નહિ જ રહે. અર્થાત્ અક્ષર શત્રુ માણસ જડવો મુસ્કેલ થઇ પડશે.

## નિશાળે શા માટે જવું ?

હે ભાઇઓ અને બ્હેનો, તમે નિશાળે નહિ જતાં આખો દિવસ રમતગમતમાં કેમ ગાળતાં નથી ? રમત ફોકટ રમાય છે, અને ભણવામાં તો ખરચ થાય છે; તેમ છતાં તમારાં માબાપ ગાંઠનાં નાણાં ગુમાવીને તમને શા માટે નિશાળે મૂકે છે ? એનું કારણ એ છે કે ચતુર માણસો એકલી હાલની સ્થિતિ લક્ષમાં લેતા નથી, પણ હવે પછીની સ્થિતિ કેવી થશે તે ઉપર પોતાનું ધ્યાન પહોંચાડે છે. હાલ તમારે માથે માતાપિતા છે, તેઓ તમને જોઇતી વસ્તુ આપે છે, પરંતુ તેઓ નહિ હોય ત્યારે ( એટલે તેમના મુઆ પછી ) તમામ વસ્તુ મેળવવાનો, અર્થાત્ ઘર સંસારનો આખો બોજો તમારા પંડ ઉપર આવી પડવાનો છે. તમારા માબાપને મન એવી હોંસ છે કે અમારાં છોકરાંને ચાર સજ્જન માણસો સારાં કહે, તથા તેઓ આગળ જતાં સુખી રહે; એ બે હેતુ પાર પાડવાને માટે તેઓ બહુધા ખરચ કરીને તમને નિશાળે મોકલે છે. જગત્‌માં સેંકડો લોક એવા છે કે તેમને વહાણું

× વડોદરા રાજ્યમાં અને મોરબી સંસ્થાનમાં ફરજીયાત કેળવણી દાખલ થઇ છે તેમ બીજાં સંસ્થાનમાં થવું જોઈએ.

વાય ત્યારથી તે દિવામાં બત્તી પડે ત્યાંસુધી, એકસરખી રીતે મજૂરી કરવી પડે છે. પછી તે દરમ્યાન તાપ પડતો હોય, ટાઢ વાતી હોય, કે વરસાદ આવતો હોય, તોપણ સતત્ સખ્ત મજૂરી કરવી જ પડે છે; અને એટલુંએ કરવા છતાં તેને રોજના ૩ કે ૪ આનાના પૈસા પરાકાષ્ટે મળે છે. કેટલાંક એવાં છે કે આખા દિવસમાં માત્ર બેચાર કલાક કામ કરે, અને ઘણોબારે રોજ લે. એ વાત બહુ જ ભેદ ભરેલી છે. તેમાં મુખ્ય મુદ્દો એ છે કે સવારથી સાંજ સુધી કામ કરનારા લોકો છેક અજ્ઞાન હોય છે, અને પુષ્કળ પગાર મેળવનારા લોકો ભણેલા હોય છે, તેમને લખતાંવાંચતાં આવડે છે, તેઓ હરકોઈ હિસાબ કરવાની રીત સમજે છે, તથા બીજી જરૂરી બાબત સંબંધી માહિતી ધરાવે છે. માટે પેલા મજૂર કરતાં તેમની કિંમત વધે છે. આ વાત ઉપરથી તમારા મનમાં આવશે કે વેતરા જેવી અમારી દશા ન થાય, અમે મોટા થઈને ઘણું રળીએ, તથા સુખી થઈએ, અમને સઘળા માન આપે, હમણાં આપણે જેમ પાછલા લોકોની કીર્તિ ગાઈએ છીએ; તેમ હવે પછીની પ્રજા અમારા ગુણ ગાય, અને જેમ સાંપ્રતકાળમાં મહાન્ પુરૂષોને ચાર માણસમાં માન મળે છે, તેમ અમને પણ મળે, અને લોકો અમારી કહેલી વાતને માન્ય રાખે. જો તમારી એવીજ ઈચ્છા હોય તો તેનો હાલ એક જ રસ્તો છે, અને તે તમારા હાથમાં જ છે. પણ તમને એ માર્ગ ન જડતો હોય તો હું કહુંછું કે તમે નિરંતર નિશાળે જતાં રહો. એટલે તમારા મનોરથ પ્રભુ પ્રતાપે પાર પડશે જ.

**નિશાળે શામાટે જવું?**—એ સવાલનો જવાબ અનેક રીતે આપી શકાશે. પરંતુ મારે તમને થોડામાં કહેવાનું છે. **ભાઈઓ! પ્રાણી માત્રને સુખ દુઃખની અસર થાય છે.** કોઈ વાર આપણેજ માથે આપત્તિ આવી, તો તેમાંથી કઈરીતે

ઉગરવું, એ વાત જેને વિદ્યાની પ્રસાદી મળી છે, તેને તો વિદિત સમજાય છે. જે છોકરાં નાનપણથી આળસુ થઈ કામ કરતાં કંટાળે છે, તે મોટાં થાય ત્યારે પણ એવાં ને એવાંજ રહે છે. મતલબ કે મોટપણમાં તે કેવળ મૂર્ખ રહે છે, અને જન સમાજને નિરૂપયોગી થઈ પડે છે. એવા માણસને લોકો **હરામહાડકાંનો** કહે છે. કેમકે તેના જીવનનો આધાર બીજાની મહેનત ઉપર [illegible]. યુરોપખંડમાં સોલોમન નામે મહાન્ વિદ્વાન થઈ ગયો. તે કહેતો કે **જે માણસ આળસુ અને નિરૂદ્યોગી છે, તેને પેટ ભરીને ખાવાનું તથા જરૂર પૂરતાં લૂગડાં મળનાર નથી. તે નિરંતર ભૂખે મરવાનો, તથા તેના નસીબમાં ચિંથરાં જ રહેવાનાં.** આળસુ મનુષ્યને પેટ ભરવાને ઘેરઘેર ભીખ માગવી પડે છે. તે વિદ્યાહીન હોવાથી કોઈને ગમતો નથી. એનાં માબાપ સરખાંએ કોઈ વાતમાં સલાહ માગતાં નથી. જો તે પરણેલો હશે તો ઘરમાં બૈરી પણ એવા મૂર્ખ ધણીની પરવા રાખતી નહિ હોય, મતલબ કે તેના ઉપર એનો અભાવ હશે જ. માટે ભણવામાં સર્વ પ્રકારનાં સુખ છે એમ નક્કી સમજવું જોઈએ.

જેટલા ભણીને તૈયાર થાય તેટલા બધાને ભારે પગારની નોકરીઓ મળવાનો સંભવ નથી. કેવળ પૈસા પેદા કરવાને અર્થે, અને ભવિષ્યમાં ઘણું સુખ ભોગવવાને વાસ્તે હું નિશાળે ભણવા જાઉં છું, અથવા શીખું છું, એવી સમજ હોય તો તે તજવી જોઈએ. પૈસા જ મેળવવાને વિદ્યા શીખવી એમ મૂળનો હેતુ નથી, પણ ખરેખરો ઉદ્દેશ તો એજ છે કે જ્ઞાન સંપાદન કરવું, તથા માણસ તરીકેની ફરજો અદા કરવાને શક્તિમાન બનવું. અને તે અભિલાષ પૂરી થાય એ રીતે દરેકે મથવું જોઈએ.

કોઈ કોઈ વાર આપણા જોવામાં એવા બનાવ આવે છે ભણીને તૈયાર થએલાઓને પણ પોતાનું ગુજરાન ચલાવ-

વામાં ઘણી વેળા ભોગવવી પડે છે, પરંતુ એવા પ્રસંગે મેળવેલી વિદ્યા સંતાપને સમાવી સંતોષ પેદા કરે છે. લક્ષ્મી કરતાં વિદ્યારૂપી ધનનો સંચય કરવામાં અગણિત લાભ સમાયલા છે, તેને ચોરનો ભય નથી, અગ્નિની આંચ અડતી નથી, તે ભાઈભાગમાં વહેંચાતી નથી, વિના પરિશ્રમે વારસો પામી શકતા નથી. ને જ્યાં જ્યાં જઈએ ત્યાં ત્યાં સાથેજ છે; માટે નિશાળે જવામાં અનેક પ્રકારના લાભ છે. હજુ પણ પૃથ્વી ઉપર કેટલાએક મૂર્ખ લોકો છે, તેઓના બાપ દાદાની હજારો વર્ષ ઉપર જેવી સમજુત હતી, તેવી જ તેમની સમજ કાયમ રહી છે એનું કારણ એ છે કે તેમની પાસે નાના પ્રકારના ગ્રંથોની છત નથી. આપણે તો નિશાળે જઇને લખતાં વાંચતાં શીખીએ છીએ, તથા પૂર્વજોનાં રચેલાં પુસ્તકો વાંચીએ છીએ, એટલે આપણા જ્ઞાનમાં ઉત્તરોત્તર વૃદ્ધિ થાય છે. અને તે વડે નિરંતર સુખદાયક વસ્તુને ગ્રહણ કરી શકીએ છીએ.

દેહ નાશવંત છે. આ મનુષ્યાવતારને માટે આપણે ઇશ્વરનો ઘણોજ ઉપકાર માનવો એ આપણું કર્ત્તવ્ય છે. ઇશ્વરે આપણને શા માટે ઉત્પન્ન કરેલા છે, તેની શી શી આજ્ઞા છે, તે ઉલ્લંઘન કરતાં કેવું ફળ પ્રાપ્ત થશે; એ બધું આપણને સમજવાની જરૂર છે, અને તેનું **પ્રથમ પગથિયું** આપણી **નિશાળ** છે, માટે સૌએ નિશાળે જવું અને ભણવું; એજ આપણું પ્રથમ કર્ત્તવ્ય છે. હાલ જો ભણશો તો પાછળ સુખી થશો, નહિ તો આખો જન્મારો દુઃખમાં ગાળવો પડશે. જેમ કે ખેતરમાં વાવેતર કર્યા વગર પાકવાની અને સુખે દિવસ ગાળવાની કોઈ ખેડૂત આશા રાખશે તો શેખશલ્લીની વાત જેવું ફળ મેળવશે. તેમજ વિદ્યા મેળવ્યા વગર સુખ ભોગવવાના સંબંધમાં તમારે પણ સમજી રાખવું.

હવે તમારામાંથી કોઈ એવું કહેશે કે હું નાનો છું માટે રમી લઉં, અને મોટો થઇશ ત્યારે ઘણીજ મહેનત લઈ

વિદ્યા અભ્યાસ કરીશ; તો એ વાત કેવળ અશક્ય અને અસંભવિત છે, વિદ્યા શીખવામાં બુદ્ધિની મદદ જોઇએ છીએ. તેની મદદ જો નાની વયમાંથીજ થોડી થોડી ન લેતા રહીએ તો તે છેક મંદ પડી જાય છે, અને પાછળથી તેને જાગૃત કરવા ગમે તેટલો યત્ન કરીએ તોપણ તે તેજ થતી નથી. માટે આપણે પહેલેથીજ તેને મંદ ગતિમાં આવવા ન દેવી એ જ વાત સારી છે.

## વિદ્યાર્થિયોએ શી રીતે ચાલવું.

બીજી રીતે કહેવા કરતાં એક દિવસની દિનચર્યા નાવવાથી એ બાબતમાં વધારે સારી ગમ પડશે.

નિરંતર સવારમાં વહેલા ઉઠવું, સૂર્યોદય થયા પછી પથારીમાં પડી રહેવું નહિ. રાતે વધારે જાગીને અભ્યાસ કરવા કરતાં સવારમાં વહેલા ઉઠીને અભ્યાસ કરવો વધારે હિતકારક છે. વહાણું વહાતાં જાગતાની સાથે પથારીમાંથી એકદમ ઉઠવું, આળસુની પેઠે એવું ન બોલવું કે હજુ તો થોડી વાર છે, જરાવાર સુવા દો; જાગૃત થતાની સાથે એકદમ ઉઠીને બેઠા થશો એટલે ઊંઘ જતી રહેશે. જો તમે વખતોવખત જાગી શકતા ન હો, તો ઘરમાં માને અથવા બાપને કે બીજાં વડીલ માણસોને કહી રાખો કે મને અમુક વખતે ઉઠાડવો, દિવસે ઘરમાં ગડબડ વધારે હોવાથી અભ્યાસ કરતાં ફાવતું નથી માટે કેટલાક એવું કરે છે કે આખો દિવસ ખેલવામાં, અથવા અભ્યાસ વગરની વાતમાં ગાળે છે; અને રાતે બાર ઉપર અકેક બબ્બે વાગતા સુધી અભ્યાસ કરવાને બેસે છે; પરંતુ તેમ કરવું તે ઇશ્વરી કાયદાથી વિરૂદ્ધ છે. સર્વ માણસોને વિશ્રાંતી લેવા પરમેશ્વરે રાત ઘડેલી છે. તેને બદલે આપણે દિવસને રાતનું, અને રાતને દિવસનું રૂપ આપવા લાગીએ તો આપણે સર્વ શક્તિમાન જગત્કર્તાના

કરતાં પણ વધારે ડાહ્યા છીએ એમ કહેવું પડશે. રાતે ઘણો ઉજાગરો ન કરતાં સવારમાં વહેલા ઉઠવું એ સારૂં છે. મધ્યરાત્રિ પહેલાં એક કલાક લીધેલી ઊંઘથી શરીરને જેવો આરામ મળે છે, તેવો આરામ મધ્યરાત પછીના ઘણા કલાક ઊંઘવાથી પણ મળતો નથી. આ વાત ખરી છે એમ ખાતરીથી સમજવી. આગલી રાતે વહેલા સુવાથી અને વહેલાં ઉઠવાથી અનેક પ્રકારના ફાયદા છે તેનાં મૂળતત્વ નીચેની કવિતાથી સમજાશે.

દોહરો.

રાતે વહેલા જે સુઈ, વહેલા ઉઠે વીર;
બળ બુદ્ધિ બહુ ધન વધે, સુખમાં રહે શરીર.
( પુસ્તકમાળા. પુ. ૭

પથારીમાંથી ઉઠયા પછી દાતણ પાણી વગેરેથી પરવારી, ઇષ્ટદેવને સંભારો, ને અભ્યાસ કરવા બેસો. જો ઉન્હાળાના દિવસ હોય, અને સવારની શાળા હોય તો નિશાળે જાઓ. વર્ગમાં પોતાનો નંબર ઉપર અથવા નીચે રહેવાનો આધાર ઘર આગળ તૈયાર કરેલા પાઠ ઉપર છે. ઘર આગળ જેણે પુસ્તક હાથમાં લઇ તેમાં લખેલી બાબત લક્ષ દઇને વાંચી નહિ હોય, તેની વાંચવા બદલ લીધેલી મહેનત નકામી જશે. એવી રીતે કરેલો અભ્યાસ છેવટે કશા ઉપયોગમાં આવશે નહિ. અભ્યાસ કરતી વખતે બીજી કોઇ બાબતમાં ધ્યાન આપવું નહિ, માત્ર ચિત્ત પરોવીને અભ્યાસ જ કરવો. અભ્યાસ કરતા હોઇએ ત્યારે અભ્યાસમાં, અને રમતી વખત રમતમાં મન લગાડવું, સજ્જન પુરૂષો છોકરાઓને શીખામણ દે છે કે જે સમયે જે કામ ઉત્તમ રીતે થઇ શકતું હોય, તે સમયે તે કામ તું કરતો જા, બાકીમાં રાખીશ નહિ. હરકોઇ પાઠ કેવળ પોપટની જ માફક મ્હોડે કરશો તો ફાયદો નહિ થાય. પાઠના અર્થ તથા સાર સમજી રાખવા. કેટલાંક છોકરાં વાંચતી

વખતે ઉતાવળાં થઈ ઝપાટાબંધ આખો પાઠ વાંચી નાખે છે. તેમ કરવું નહિ. પ્રત્યેક પુસ્તકમાંથી શીખામણ લેવા જોગ નીતિની વાતો બહુધા હોય છે. તે ઉપર છોકરાએ સારી પેઠે વિચાર કરવો જોઇએ; અને કેવા પ્રસંગે કેવી રીતે વર્તવું તે પુસ્તકમાં આવેલી બાબતો ઉપરથી શીખવું જોઇએ. વિચાર કરીને એક પાન વાંચે અને વગર વિચારે ૨૫ પાન વાંચે તો તે સરખું જ છે. વાંચનમાળા પુસ્તક બીજામાં કવિનું વચન છે કે—

વાંચે પણ નહિ કરે વિચાર.
તે સમજે નહિ સઘળો સાર.

કોઈ વાર કઠણ હિસાબ ગણવા બેઠા, અને તે ગણી શક્યા નહિ તો કંટાળીને તેને છોડી દેવો નહિ; પણ ફરીથી તે ગણવા માટે લક્ષ આપવું. એટલે તે બેઠા વગર રહેશે નહિ. દરેકોઇ કામ એકચિત્ત થયા વગર સારૂ થતું નથી. વળી પ્રત્યેક કામ જેમ વધારે કરવામાં આવે તેમ વધારે સારૂ થાય છે. 'ગણીને મારા તો હાથ દુખ્યા' એવું કદી બોલવું નહિ. જો આજ તમે જરા કઠણ હિસાબ કરશો તો આવતી કાલે તેથી વધારે સખત દાખલા છોડવી શકશો. કેટલાંક છોકરાં મેળવેલા દાખલાના જવાબ પાસે બેઠેલાં છોકરાંની પાટીમાંથી જોઇને માંડી લે છે. એ પ્રમાણે કામ કરનાર આળસુ છોકરાં, બીજા સાથે કામ કરવાને કદીએ શક્તિમાન નહિ થાય. તે જન્મારા સુધી શંખ જેવાં જ રહેશે. કોઇકે કરેલો દાખલો ઉતારી લેવો, તે જેમ અતિ કષ્ટે મેળવેલું કોઇકનું ધન ચોરવું તેની બરાબર છે.

નિશાળમાં વખતપત્રક પ્રમાણે અભ્યાસ ચલાવે છે તે ઉપરથી વિદ્યાર્થિયોએ પણ સમજવાનું છે કે ઘેર પણ અભ્યાસ કરવાને વખત ઠરાવવો. નહિ તો ગોટાળો થવાથી બરોબર પાઠ થઈ શકશે નહિ. પ્રત્યેક વિદ્યાર્થીના મનમાં

નિયમિતપણે કામ કરવાનો નિશ્ચય હોવો જોઇએ. મતલબ કે ઠરાવેલી વાત મુકરર કરેલા સમયે કરવાની ટેવ રાખવી જોઇએ. એ લક્ષણ મેળવવાને નીચે પ્રમાણે યુક્તિ કરવી.

દરરોજ રાતે સુતા પહેલાં એક સ્લેટ ઉપર કે નોંધમાં આવતી કાલે ઉઠીને સુઈ રહેતા સુધીમાં શું શું કામ કયા કયા વખતે કરવાનું છે, તે વખતના અનુક્રમ પ્રમાણે ટપકાવી રાખવું; અને બીજે દિવસે તે પ્રમાણે વર્તવાને બનતી કોશીસ કરવી. એ પ્રમાણે તમામ વખત મુકરર કરી નાખશો તો પ્રથમ તઃ તમે ગભરાશો. કેમકે તમે જેમ પહેલાં કાળનો ઉપયોગ મનસ્વી રીતે કરતા હતા તેમ હવે નહિ થાય. તેથી તમારૂં મન એ નિયમનો ભંગ કરવાને તત્પર થશે. પણ તેને દૃઢતા પૂર્વક વળગી રહેજો. એવી રીતે કેટલાક દિવસ કરી જોયા પછી તમારી ખાતરી થશે કે એ વાત સર્વોત્તમ છે. પૂર્વે અને હાલ જે લોકો મોટી મોટી યોગ્યતાને પહોંચેલા છે તેનું વાસ્તવિક કારણ જોશો તો એજ માલૂમ પડશે કે તેમણે ઉપર કહ્યો તે નિયમ પાળ્યો હતો. એટલે નિરંતર કામ કરવામાં નિયમિત હતા.

હમેશાં પાઠ પાકો કરવો. ઘર આગળ પાકો કરેલો પાઠ નિશાળમાં ન આવડે એ નવાઇ જેવું છે. જો તમે ઘર આગળ પાઠ તૈયાર કરીને ખાતરીથી તપાસી ગયા હશો તો એવો બનાવ બનવા પામશે નહિ, પણ કેટલાક તો એકવાર વાંચ્યું એટલે પાઠ તૈયાર થઇ ગયો એમ માનીને ચોપડી બંધ કરે છે; તેથી નિશાળમાં પાઠ આવડતો નથી. માટે મેં પ્રથમ કહ્યું તે પ્રમાણે પાઠ કરવો. કેટલાંક છોકરાં ચોપડી ઉઘ-ડી ચોપડીમાંનું એક એક વાક્ય મ્હોડે ગોખતા જાય છે, અને હાથપગાદિ અવયવવડે બીજી કંઇક રમત કે લીટી જેવા આકાર કરતા હોય છે; અથવા બીજાની ચેષ્ટા કરતા હોય છે. તેથી તેમનું ધ્યાન પાઠમાં રહેતું નથી. એટલે પાઠ તૈયાર

કરવાને લીધેલી મહેનત નકામી જાય છે. માટે તેમ ન કરતાં પાઠ કરતી વખતે હમેશાં પુસ્તકમાં જોતા રહેવું, અને હાથ પગવડે બીજી કાંઇ ચેષ્ટા ન કરવી.

## શાળામાં કેમ વર્ત્તવું.

દરરોજ નિશાળે જવું. એવું કર્યા સિવાય અભ્યાસ સારો થનાર નથી. વિદ્યા ભણવી, તે એકાદ હોડીમાં બેશીને નદીને સામે પાર જવા સરખું છે. હોડીમાં બેસનાર જો હલેસાં મારવાનું છોડી દે તો જે તરફ પાણીનું વહેણ હોય તે તરફ હોડી ખેંચાય ને ધારેલી ધારણા બર આવે નહિ. તેજ પ્રમાણે કોઇ બાળક એક દિવસ નિશાળે જાય, અને બીજે દિવસે ગેરહાજર રહે, અને એવી જ રીતે ઘણા ભાગે નિ-શાળમાં હાજર ન રહે, તો તે નિયમિત નિશાળે જનાર બીજા છોકરાઓના જેવો ક્યાંથી હોંશિયાર થાય ? તેનો નંબર સર્વદા નીચો જ રહેશે, કોઇ પણ પરીક્ષામાં તે પાસ થાય એમ સંભવતું નથી. કેટલાંક છોકરાંને મહેતાજી પૂછે છે કે તમે ગઇ કાલે કેમ નહોતા આવ્યા? તેના જવાબમાં કહે છે કે કાલે મારે ત્યાં પરોણા આવ્યા હતા, મારી માએ રાખ્યો હતો, કે મારે જમવાનું હતું માટે રહેલો હતો. આમ પરો-ણાની, માબાપની, જમવાની કે બીજી કોઇ ભળતીજ મિશ બતાવીને નિશાળે જવામાં બેદરકારી કરે છે. કોઇવાર એવાં કારણ ખરાં હોવાથી શિક્ષક ગેરહાજર રહેનારને સજા કરતા નથી. પણ તેને એક બીજી જાતની સજા તો સ્વાભાવિકપણે થાય છે જ. એટલે જે દિવસે તે હાજર નહોતો, તે દિવસનો પાઠ બીલકુલ શીખી શક્યો નહિ. ગેરહાજર રહેવું, તે ઘણું નુકસાનકારી છે. જેમ બને તેમ નિરંતર નિશાળે જાઓ. કદી ગેરહાજર ન રહો. અને પ્રત્યેક કામમાં નિયમિત થાઓ. જેઓ નાનપણમાં એવાં આચરણ નહિ રાખે, તેઓ મોટાં થયે ભારે પસ્તાવામાં પડશે.

**વખતસર નિશાળે જવું.**—એનો અર્થ એ છે કે શાળા ભરાવાની જે વેળા નીમી હોય તે વેળાએ શાળામાં જવું. કદીએ વાર કરવી નહિ. નિશાળમાં ઠરાવેલા વખતે હાજર થવાય એ રીતે ઘેરથી નીકળવું. રસ્તામાં રસળતા રસળતા જવું નહિ. તમાસા જોવા ઊભા ન રહેવું. તમે જાણો છો તો ખરા કે નિશાળે જતાં રસ્તામાં ખેલ તમાસા થતા હોય છે, અને તે જોવાને ઘણાં છોકરાં ઊભાં રહે છે. તેથી નિશાળમાં વખતસર હાજર થઈ શકતાં નથી; એટલે સજાને પાત્ર થાય છે, તથા પાઠથી વિમુખ રહે છે: માટે નિશાળે જતાં કદીએ મોડું ન કરવું. તમને તેનું ખરેખરૂં મહત્વ પાકી ઉમરે આવ્યા પછી સમજાશે. માટે હાલ તો તમારે અમારી શીખામણ ધ્યાનમાં રાખવી. અને તે કામ ઠરાવેલા વખતે કરવું.

**શિક્ષકો સાથે કેમ વર્ત્તવું.**—છોકરાં જેવી પોતાના મા બાપ પ્રત્યે ચાહના રાખે છે, તેવી જ તેમણે પોતાના મહેતાજી પ્રત્યે રાખવી. વિદ્યાર્થિયોને શિક્ષક જે કંઈ કહે છે તે તેમના જ હિતને માટે છે. તમારા માબાપ તમને શા વાસ્તે નિશાળે મોકલે છે? તમે વિદ્યા ભણો તે માટે. ત્યારે જો તમે શિક્ષક કહે તે સાભળો નહિ, અને વર્ગમાં પાઠ ચાલતો હોય ત્યારે બીજી તરફ જોઈ રહો, અથવા ગમે તેમ ચાળા કરો, તો તમને ચાલતો પાઠ નહિ જ આવડે. એ વાત તમને થોડી થોડી સમજાતી તો હશે. ટૂંકામાં શિક્ષક જે જે કહે તે તે લક્ષમાં રાખવું, અને તેમની આજ્ઞાનુસાર ચાલતા રહેવું.

જ્યાંસુધી વર્ગમાં શિક્ષક હોય ત્યાંસુધી ચિત્ત દઈને પાઠ કરવો, અને તેમના ઊઠયા પછી એટલે તેમનું વર્ગમાંથી બીજે ઠેકાણે જવું થાય, ત્યારે રમવા લાગવું; એ પણ બરાબર નથી. તમે જે શીખો છો તે તમારા શિક્ષકને માટે નહિ, પણ તમારા પોતાના હિતને સારૂ છે. કેટલાંક છોકરાંને એવી

ખરાબ આદત હોય છે કે માસ્તર જરા કંઈ કામ પ્રસંગે વર્ગની બહાર ગયા કે લાગલા ગપ્પો મારવા કે રમવા મંડી જાય છે. પણ એવું કરવું તે સારા વિદ્યાર્થીને છાજતું નથી. તેમણે તો ન આવડતી બાબત પાકી કરી લેવામાં મળેલા વખતનો ઉપયોગ કરવો જોઇએ. કેટલીક વાર છોકરાઓની કસૂરને લીધે શિક્ષકનો દોષ નીકળે છે. જો વિદ્યાર્થિ પોતાનો પાઠ સારી રીતે ન શીખે, તો તેમાં શિક્ષક બિચારો શું કરે? જેમ એક વાછરડું તરસ્યું હોવાથી તેની પાસે પાણીથી ભરેલું વાસણ મૂકે. તોએ તે પીએ નહિ. તો એમાં કોનો દોષ ગણવો જોઇએ? તેમજ જે જે કઠણ બાબત હોય તે સમજાવીને કહેવામાં આવ્યા છતાં, જે વિદ્યાર્થી ધ્યાન રાખીને ગ્રહણ કરતો નથી તેમાં શિક્ષકનો અપરાધ કેમ ગણાય? વાછરડું જેમ તરસની વેદના વેઠી વેઠીને મરશે, તેમ પાઠ ન તૈયાર કરનાર છોકરો જીવતા સુધી મૂર્ખ રહેશે ને દુઃખી થશે. કેટલાંક તોફાની છોકરાં પોતાને ઘેર કોઈ કોઈ વાર એવી તકરાર લાવે છે કે અમારા માસ્તર તો પક્ષપાતી છે. તેઓ અમુક વિદ્યાર્થીપર વધારે પ્રીતિ રાખે છે, ને નબર ચઢાવે છે. અમે ગમેતેટલું સારૂં કરીએ તો પણ અમારા ઉપર તેમની મેહેરબાની થતી નથી. તમે તમારા શિક્ષકનો દોષ તજીને પાઠે સારી મહેનત કરો. સારી રીતે ચાલો. એટલે વગર કહે તમારા ઉપર તમારા શિક્ષકની ચાહના થશે, તથા તેઓ પક્ષપાતી છે એમ પછીથી તમને નહિ લાગે.

શિક્ષકની આજ્ઞા પાળવી તેમાં વિદ્યાર્થીનું કલ્યાણ સમાયલું છે. માટે તે કાને ધરવી એમ નહિ, પણ તે જ પ્રમાણે વર્ત્તન રાખવું, એ તેનું મુખ્ય કર્ત્તવ્ય છે. વળી ઈશ્વરની પણ તેવીજ આજ્ઞા છે, એમ શાસ્ત્રકારો કહે છે.

**નિશાળમાં સોબતીઓની સાથે કેમ વર્ત્તવું**—આ બાબતમાં ઘણું લખવામાં આવ્યું છે, માટે તે સવિસ્તર અહિં

કહેવાની જરૂર નથી. માત્ર તેના સંબંધમાં ઘણી મહત્વની જે વાત છે, તે કહેવા માગુંછું. પોતાના મિત્રો સાથે એવી રીતે ચાલવું કે તેઓ આપણી પ્રત્યેક વાતની નકલ કરવાને ઇચ્છા કરે. પાઠ ચાલતાં પાઠમાં લક્ષ આપવું. તે વેળાએ આપણે રમવું નહિ, અને બીજાને રમાડવા નહિ. પ્રત્યેક કામ પ્રમાણિકપણે કરવું. કોઇવાર કોઇનું જોઇ ઉતારવું એટલે કૉપી કરવી નહિ, અથવા ઠગાઇથી ઉપર નંબર લેવાને યત્ન કરવો નહિ. પોતાના સોબતીઓની સાથે એવી રીતે વર્ત્તવું કે તે બાબત કોઇપણ પ્રકારની ઇર્ષાદ વેર જવાનો દહાડો ન આવે. આપણા પોતામાં કયા પ્રકારનો દોષ છે તે પેહેલાં જોવું, અને તે તજવાનો યત્ન કરવો.

એક માણસે ઘણા દિવસ સુધી શિક્ષકનું કામ કર્યું, તેથી તેને સારા અને નઠારા વિદ્યાર્થી વિષે પાકો અનુભવ થવાથી તે પોતે કહે છે, કે, સારા વિદ્યાર્થી નિશાળના ધારા પ્રમાણે વર્ત્તે છે. પોતાના શિક્ષકની આજ્ઞા પાળે છે. તેને એકનીએક વાત માટે વારંવાર કહેવાની જરૂર રહેતી નથી. તે નીમેલી વેળાએ નિશાળમાં હાજર થાય છે. નિશાળે જવામાં રખેને વાર થઇ જાય, એમ સમજીને ઉતાવળે પોતાનું દફ્તર સંભાળી નિશાળ તરફ દોડે છે, અને ઘંટ વાગતાં જ પોતાની જગો ઉપર જઇ બેસે છે. પછી હાથમાં ચોપડી લઇને ચાલતા પાઠ ઉપર ધ્યાન આપવા માંડે છે. તેને પ્રત્યેક વાત સમજી લેવાની ઇચ્છા હોય છે, અને ચિત્ત દઇને સાંભળી લે છે. નિશાળમાં જે વારે જે પાઠ ચાલતા હોય છે તેજ પુસ્તક પડે જોતો હોય છે, બીજી કોઇપણ ચોપડીનો અભ્યાસ તે વખત કરતો નથી. વર્ગમાં પાઠ ચાલતો હોય ત્યારે ગજવામાંથી એકાદ રમકડું કહાડીને તેને રમાડતો નથી. અને બીજાઓનું ધ્યાન એવા કામ તરફ ખેંચતો નથી. તે પડે નિશાળમાં કંઇ ખાતો નથી, અને બીજા કંઇ ખાતા

હોય તો તે તરફ નજર ફેરવતો નથી. કોઈ પરભાર્યો માણસ નિશાળમાં આવ્યો, તો તે પોતાનો પાઠ કરવાનું છોડીને આવેલા માણસ ભણી જોતો નથી; મતલબ કે એવા છોકરાઓ પોતાના પાઠમાં એટલાબધા લીન થયા હોય છે કે નિશાળમાં કોણ આવ્યું હતું તેનું પણ એમને ભાન રહેતું નથી, ને જે વાત પૂછીએ તેના જવાબ અદબથી આપે છે. બીજા છોકરા પોતાના પાઠ સંબંધે જે ચર્ચા ચલાવે છે તે ધ્યાન આપીને સાંભળે છે, અને એવું સાંભળીને પણ ઘણું શીખી લે છે.

તેનો માસ્તર વર્ગમાં હો અગર ન હો, તે એના તરફ જુઓ અગર ન જુઓ, તોપણ તે પોતાનું કામ મન લગાડીને કરતોજ રહે છે. જે શીખી ગયો છે તે વધારે વાર તપાસી જવાની ઇચ્છા રાખે છે. તેને દરરોજ કંઇને કંઇ નવીન જ્ઞાન મળ્યાંજ કરે છે. જ્યારે તેના હાથમાં કઠણ વિષય આવે છે, ત્યારે તે આનંદમાં રહે છે, અને પોતાના મનમાં કહેછે કે હું આવું આવું અઘરૂં કામ સારી રીતે કરીશ, અને એ વાત જ્યારે મારાં માબાપ જાણશે, ત્યારે તેઓ કેટલાંબધાં ખુશી થશે! તથા તેમને કેટલુંબધું સારૂ લાગશે! માટે આ કામ વધારે મહેનત લઇને જલદી કરી નાંખુ. એવી રીતે બોલીને હાથમાં લીધેલું કામ ઉલટભેર પાર પાડવાને મંડે છે.

જ્યારે તે વાંચે છે ત્યારે પ્રત્યેક શબ્દનો ઉચ્ચાર સ્પષ્ટ રીતે કરે છે, અને એવી રીતે વાંચે છે કે સાંભળનારથી તે પૂરેપૂરૂં સમજાય છે. તેની ચોપડીઓ દફતર અને બીજાં સાધન સ્વચ્છ હોય છે. તેની કૉપી પણ ઘણી મહેનત અને કાળજીથી લખેલી, ડાઘા વગરની હોય છે; તથા અક્ષર ઘણાજ સારો મરોડદાર હોયછે. દાખલા ગણુતી વખતે યોગ્ય સ્થળે સ્વચ્છ આંકડા માંડે છે, અને તે ગણવામાં ભૂલ કરતો નથી. જે વિદ્યાર્થી સારો છે; તે બીજાનું સારૂં કામ જોઈને આનંદ પામે છે. બીજા છોકરાનાં વખાણ સાંભળીને અથવા તેને

કોઈ ઇનામ આપે તે જોઈને પોતે સંતોષ પામેછે; અને મનમાં વિચારે છે કે હું પોતે સારો અભ્યાસ કરીશ, અને પરીક્ષામાં પાસ થઈશ તો એ રીતે મારા ઉપર પણ લોકોનો ભાવ વધશે, તથા ઈનામ મળશે. તેનું મન મોટું હોય છે. તે સૌને સારા થએલા જોવાની ઉમેદ રાખેછે, અને ઇચ્છે છે કે અમે સઘળાએ સારી રીતે અભ્યાસ કરીએ. અને પાસ થઇએ તો કેવી મજા પડે! અરે! એવું બને ત્યારે તો અમારી નિશાળ સર્વોત્તમ કહેવાય જ! એવા એવા દીર્ઘ વિચાર કરે છે. પોતાના મિત્રોને ન આવડતી બાબતમાં બનતી મદદ કરે છે. તે પોતાનાં પુસ્તકો વ્યવસ્થાબંધ મૂકે છે. જે પુસ્તકની જરૂર મટી ને તુર્ત ઠેકાણે જ મૂકી દેછે. પણ રખડતું રહેવા દેતો નથી. તેની ચોપડી ફાટી ગએલી, દીવેલનો રેચ દીધેલી કે શાહીવડે શ્યામરંગી બનેલી હોતી નથી. ચોપડીનાં પાન વિખરાયલાં હોતાં નથી, તેમાં અયોગ્ય ચિત્ર પાડેલાં કે આડા અવળા લીટા તાણેલા નથી હોતા; પણ તે સ્વચ્છ હોય છે, અમુક શબ્દ પુસ્તકમાં ક્યાં છે એવું જો પૂછવામાં આવે તો લાગલોજ કાઢીને બતાવે છે. તે હમેશાં સાચું બોલે છે. પોતાના આચરણમાં સુધારો થાય એમ કરતો રહે છે, ને પોતાના સોબતી ઉપર મમતા રાખે છે.

હવે નઠારા નિશાળીઆ વિષે થોડુંક કહુંછું. જે વિદ્યાર્થી ઠોઠ છે તે વખતસર નિશાળમાં હાજર થતો નથી ને ઘણાભાગે મોડો-સૌની પાછળ આવે છે વર્ગમાં પાઠ ચાલતો હોય તે વખતે નકામું બહાનું કાઢીને વારંવાર બહાર જાય છે. સૌ છોકરા પોતપોતાની જગોએ બેસે, તે પછી પોતાની જગા સંભાળે છે. જ્યારે તે વાંચવા ઉભો થાય છે ત્યારે બીતોબીતો વાંચે છે, અરે! તે વખતે તેને ધુજારો આવે છે, તેને સરળતાથી વાંચતાં આવડતું નથી, અનેક ઠેકાણે અટકે છે, વાંચતાં વાંચતાં હજારો ઠેકાણે ભૂલો કરેછે, વર્ણો-

ચ્ચાર સ્પષ્ટ કરતો નથી, અને વાંચી રહ્યા પછી પાઠનો સાર નહીં બોલતાં એક પૂતળા માફક ઉભો રહે છે. એનું કારણ એ છે કે તે ઘર આગળ પાઠ વાંચતો નથી પણ સમીસાંજથી સુઇ જાય છે, અને દિવસે રમ્યાં કરે છે. નિશાળમાં એનું કંઇ ચાલતું નથી માટે કબજે રહે છે. ઘર આગળ તે રાજા જેવો છે. હજારો ધારેણાં લાવે છે, અને માબાપને પજવે છે પહોર દહાડો ચઢે પથારીમાંથી ઉઠે છે દાતણપાણી કરવામાં બેદરકાર રહે છે. તેના હાથ, પગ, અને શરીર તથા લુગડાં મેલથી ભરેલાં માલુમ પડે છે. તે ઘેરથી નિશાળનું નામ લઇને નીકળે છે, અને વખત થાય ત્યાં સુધી રસ્તામાં રઝળ્યાં કરે છે. પછી વાર થઈ સમજીને ગાભરો ગાભરો નિશાળે દોડી જાય છે. વર્ગમાં બેશીને ચોપડીમાં લક્ષ રાખતો નથી. પણ શિક્ષકને છેતરવા માટે ચોપડી ઉઘાડે છે અને ચૂપકાથી બીજા સાથે વાતો કરે છે. ઓચિંતો પકડવામાં આવે ત્યારે રડી પડે છે, પણ પોતાની કુટેવ છોડતો નથી. ને પોતાની જગો ઉપર બેદરકાર મનુષ્યની માફક બેઠેલો હોય છે હું નિશાળમાં છું અને શિક્ષક શીખવે છે એ વાતની ગંધ તેના મનમાં જરાએ હોતી નથી, જો તમે તેના પુસ્તક તરફ જોશો તો તમારી ખાતરી થશે કે તે કેવળ નિષ્કાળજી વાળો, મૂર્ખ માણસ છે. તેની ચોપડી ડાઘાથી ભરેલી અને એવી ખરાબ હાલતમાં હશે કે હાથમાં ઝાલવી પણ નહિ ગમે. તે ઘણુ ભાગે કૉપી લખતો નથી. અને લખે તો કોઈ અક્ષર હાથીના પગ જેવો તો કોઇ બિલાડાના માથા જેવો, કોઇની દુંડ વધેલી, તો કોઇનું માથું નાનું, કોઈ પાંગળો તો કોઈ માથા વગરનો ખવીશ, કોઈ અધર લટકેલ, તો કોઈ ઉંચો બાંધેલો, કોઇને ચાંલ્લા અને કોઈને ટીલાં કરેલાં, તો કોઇને માથે ચંદન છાંટેલું. કોઇની પાંસળી છટકેલી, તો કોઇના હાથ

પગ કે નાક લાંબાં થયેલાં, કોઇ ઠેકરાયલો, તો કોઇ તદ્દન સુષ્ક. મતલબ કે તે બેદરકારીથી કૉપી લખે છે. લખતાં લખતાં હાથ અને કપડાં શાહીથી ખરડે છે, અને બેસવાની જગોએ બેસુમાર છાંટણાં નાખે છે. નઠારા નિશાળીઆની પાટી ચિક્કાશ અને આંકાથી ભરેલી હોય છે. તેમાં લખેલો અક્ષર જણાતો નથી એટલુંજ નહિ પણ તે જોવી જ ગમતી નથી. તે ચોપડીઓનો અવેર કરતો નથી. કોઇ વખત એની જરૂર પડે ત્યારે તે બાવરો બાવરો આમતેમ ફાંફાં મારે છે. તેની ચોપડીઓ બંધ રહેવાથી માંદી ન પડે માટે દીવેલનો રેચ આપતો રહે છે, તથા ડાઘારૂપી ડામ દેતો રહે છે. એને ભાગ પડેલી ચોપડી, સ્લેટ કે કલમ લાંબી મુદત જીવતાં નથી. અને એવી બાબતમાં માબાપને દમી દમીને ખરચ કરાવે છે. વર્ગમાં બેઠો હોય ત્યારે જોશો તો પાસેના છોકરાઓના કાનમાં મોં રાખીને વાતો જ, અગર અડપલાં કરતો હશે. પાઠ કરવો તે જાણે, એક મોટો ડુંગર ખોદવા જેવું હોય; એમ માનીને મોં કટાણું કરે છે. નિશાળને કેદખાનું સમજે છે, અને ત્યાંથી રજા મળે ત્યારે તે પરમાનંદ પામે છે. એવા નિશાળીઆની જગોએ જઇને જોયું હોય તો કાગળ ફાડી વેરેલા, ભાગેલી કલમોના કડકા પડેલા, અને બીજા પ્રકારનો કચરો પડેલો હશે. એવા વિદ્યાર્થી શિક્ષકને કેવળ ત્રાસ આપે છે. તે જાતે અભ્યાસ કરતો નથી અને અભ્યાસ કરનાર બીજાની અદેખાઇ કરે છે. હમેશાં બીજાના અભ્યાસમાં ખલેલ થાય તેવી ગડબડ કરે છે. તે દરેક વાત ચીપી ચીપીને કરે છે, અને સફાઇમાંથી હાથ કાઢતો નથી. તે ગપ મારતાં શરમાતો નથી. અદબ તોડીને વાત કરે છે. તેને ખરી વાતમાં કડવું લાગે છે, અને ઠાલું વેર વધારે છે. નિશાળમાં સૌ એમ કહે છે કે તે અહીંથી જાય તો સારૂં. એનાં માબાપ સારૂ સારૂ ખાવાનું આપે,

લુગડાં પહેરાવે, અને જોઇતી વસ્તુ આણી આપે, તોપણ તે અભાગી સુધરતો નથી. તેથી એવા પુત્રરત્નને જોઇને તેઓ મનમાંને મનમાં બળ્યાં કરે છે. અને કંટાળી જવાથી ફરીને એનાં આચરણ સુધરવા લક્ષ આપતાં નથી. માટે તમે સાવધ થઇને એવાની સોબત ન કરતા. પણ બનતાં સુધી એવાને સુધારવાને બનતી કોશિશ કરતા રહેજો.

## રમત વિષે.

રમતો ઉપર છોકરાંનો સ્વાભાવિક પ્રેમ હોય છે. તાપ લાગતો હોય, ટાઢ વાતી હોય, કે ગમે તેમ હોય તોપણ બચ્ચાંને રમવાનું જ ગમે છે. નાનપણમાં છોકરાંનું લક્ષ રમવા તરફ હોય તે વધારે સારૂં છે, પરંતુ એ વખતે ખરાબ લક્ષણો પડે એવી રમતે છોકરાં વળે છે કે કેમ, તે તરફ માબાપે લક્ષ આપવું જોઇએ. બાલકો સશક્ત અને નિરોગી રાખવાને ચહાતા હો તો તેમને શ્રમ પડે અથવા તેમનાં હાડકાં કસાય એવી મહેનતે લગાડતા રહો, તથા ખુલ્લી હવામાં ફરવા દો. જેમ કપડું ધોયલું પાણી, મેલવાળું હોવાથી નિરૂપયોગી ગણો છો; તેમ શ્વાસ મૂકતાં બહાર કાઢેલી હવા પાછી લેવા જેવી નથી એમ માનવું જોઇએ. ઘરની આસપાસની હવા કરતાં ગામ બહારની એટલે મેદાનની હવા વધારે સ્વચ્છ હોય છે. છોકરાંએ સાંજની વેળાએ મેદાનમાં, ખેતરમાં કે બાગની અંદર જઇ રમવું જોઇએ. શરીરના પ્રત્યેક અવયવને જેમ જેમ વધારે મહેનત પડે છે તેમ તેમ તે તે ભાગ વધારે બળવાન થતો જાય છે. દોડવાથી પગમાં તાકાત આવે છે, હરકોઇ રીતે રમવું, કૂદી જવું, દોડવું, અને ફરવું એ બધુંએ ફાયદાકારક હોય છે. છોકરાં તોફાન કરે, અને ખડખડ હસે તેથી કેટલાંકને અણગમો ઉત્પન્ન થાય છે, પરંતુ એ કૃતિમાં પણ કેટલીક પ્રકારનો ફાયદો સમાયલો છે. માત્ર તેમાં એટલું થવું જોઇએ કે તેઓ ભલતી જ વખતે ગડબડ ન કરે.

અર્થાત્ કેળવણી વગર હશે નહિ. અને કામની પ્રસંગે તોફાન ન કરે, ધારો કે એકજ વર્ગમાં બે છોકરા છે, તેઓ હોંશિયારીમાં તો સરખા છે. પરંતુ તેમાં એક છોકરાને એવી ટેવ છે કે તે પોતાની જગોએ નિરંતર બેશી રહે છે, અને હાથમાં ચોપડી લઇ અભ્યાસ કર્યાં કરેછે; અને બીજો છોકરો છે તે દરરોજ એકેક કલાક રમીને બાકીનો વખત અભ્યાસમાં ગાળે છે, તેથી પરિણામ એ આવે છેકે એબે બાળકોમાં પેલો બીજો છોકરો તન્દુરસ્ત નીવડે છે, અને ફુરતાઇવાળો માલુમ પડે છે. એકનીએક વાત આખા દિવસભર કરવાની હોય તો મોટાં માણસને પણ કંટાળો ઉત્પન્ન થયા વગર રહેતો નથી, તો આતો બાળકો છે. તેમને લાંબા વખત સુધી એક સરખા સ્થિતિમાં અભ્યાસ કરવાને બહાને બેસવાની ફરજ પાડવી ઘટારત નથી. થોડે થોડે અંતરે હરવાફરવાની રજા મળવીજ જોઇએ. એ વગર તેમની પ્રકૃતિ સારી રહેવી, તથા મનોવૃત્તિ ચંચળ અને ઉત્સાહી થવી અશક્ય હોય છે.

બાળકોની એવી સ્થિતિ હોય છે કે કેટલાંક બહુ થોડો જ વ્યાયામ કરે છે. અને કેટલાંક શક્તિ બહાર પણ કરે છે, એમ કરવું હિતકારક નથી. કસરત, એ શાકભાજીના મસાલા પ્રમાણે છે. શાકભાજી વગેરેમાં જરૂર જેટલો મશાલો પડવાથી જેમ પદાર્થ સારો બને છે તેમ ઘટિત વ્યાયામને લીધે તન્દુરસ્તી જળવાય છે. પરંતુ થોડી કસરત કરવામાં આવે તો લીધેલી મહેનત વ્યર્થ જાય છે, અને વધારે પડતી થાય તો હાની કારક થઇ પડે છે; માટે ઘટતી જ કસરત કરવામાં લાભ સમાયલો છે.

જે મનુષ્યો હાલમાં શ્રીમંત છે તેમાંના કેટલાક પૂર્વે ગરીબ હતા. તેઓ નીચે પ્રમાણે વર્તવાથી આવી ઉત્તમ સ્થિતિએ આવ્યા છે. અને તે નિયમ એ છે કે પ્રથમ કર્તવ્ય કર્મ કરવું અને પછીથી મજામાં પડવું. માટે વિદ્યાર્થિયોનું

કર્તવ્ય કર્મ એ છે કે અભ્યાસ કરવો. જ્યારે તમે પૂરા અંતઃકરણથી અભ્યાસ કરશો ત્યારે તમને રમવાથી કશી હરકત થવાની નથી. માત્ર અભ્યાસ તજીને રમ્યાં કરવું નહિ.

નિરંતર સારાં છોકરાંની સાથે રમવું, શામળભટ કહે છે કે **જેને જેવો સંગ રંગ, બહુ તેવો બેસે;** જેને જેવા સંગ, **કામ તેવાં તે કરશે;** અર્થાત્ જેવી સોબતમાં રહેશો તેવા ગુણવાળા થશો. માટે ઉંચાની સંગતિ કરો. જે છોકરાં રોજ ખોટું બોલે છે, ચોરી કરે છે; અને અપશબ્દ બોલે છે. કે ગાળો ભાંડે છે. એવાંની જોડે કદીએ દોસ્તી બાંધવી નહિ, તથા જરાવાર પણ રમવું નહિ. એવા ગુણવાળાં છોકરાંને નાદાન કહે છે, તેમની સંગતમાં રહેનાર ખરાબ થાય છે માટે તેમને છાંયડે પણ ન ઉભા રહેવું. માતાપિતાની આજ્ઞા પાળનાર અને સત્યવાદી છોકરાંથી દોસ્તી બાંધો, તથા તેમની સાથે રમો.

ખુલ્લી હવામાં જઇને દોડવું પડે એવી રમત રમવી. પાટ, ચક, દડીનો ગ્રોડો, ઇત્યાદિ રમતોમાં શરીર કસાય તેમ છે માટે તે રમવી. ચોમાસાની અંદર ઘર આગળ થઈ શકે એવી રમત રમવી. બાજી કે ગંજીફાની રમત બાળકોના હકમાં ફાયદાકારક નથી. એ રમત ઉપરથી જુગારનો છંદ પડવાનો ભય રહે છે માટે તેનાથી દૂર રહેવું. વળી તેથકી અંગ કસાતું નથી.

બીજાં પ્રાણીને અડચણ થાય અથવા દુઃખ પડે એવી રમત કદીએ ન રમવી. ઘણાંખરાં બાલકો રમતી વખતે આ વાત લક્ષમાં રાખતાં નથી. પણ રમતાં રમતાં બીજા માણસ કે જાનવરને ત્રાસ આપે છે તે ઠીક કહેવાય નહિ. માબાપે પણ કાળજી રાખવી જોઈએ કે પોતાનાં છોકરાં એવી રીતે ન ચાલે, અને ચાલતાં હોય તો અટકાવ કરવો. રમતી વખતે પ્રમાણિકપણું ન છોડવું. ખોટું બોલી દાવમાં

જીત મેળવવી નહિ. રમતાં રમતાં હારી જવાય તો ચીડાઈને મિત્રો પ્રત્યે રીસાવું નહિ, જરા અમથું બહાનું કાઢીને લડવું નહિ, તથા સહેજ વાતમાં ગાળાગાળી ન કરવી.

## વિદ્યાર્થીમાં કેવા ગુણ જોઇએ.

**ખંત અથવા કાળજીની આવશ્યકતા.**—કુમળું ઝાડ વાળીએ તેમ વળે છે. આ વાત માણસના સ્વભાવને પણ લાગુ પડે છે. નાનપણમાં પડેલી ખરાબ લઢણો મોટપણે તજી શકાતી નથી, માટે નાનપણથી આપણે સંભાળીને ચાલવું જોઇએ. સારા ગુણની અસર થતાં વાર લાગે છે પણ ખરાબ ગુણની અસર તુર્તજ મનપર છાપ પાડે છે માટે કિશોર અવસ્થામાં બહુ સભાળીને ચાલવું જોઇએ.

ખરાબ કામ કરવામાં કંઈ વાર હોતી નથી. માત્ર સારૂં કરવામાંજ વાર થાય છે. રસોઈ અભડાવતાં વાર લાગશે નહિ. પણ તે તૈયાર કરાવતાં તો ઘણો વખત જશે. ખેતરની અંદર ઘાસનાં બીજ વાવવાં પડતાં નથી, તે તો પોતાની મેળેજ ઉગે છે. પરંતુ કોઈપણ અનાજ એ પ્રમાણે નીપજતું નથી તે મેળવવાને માટે તો ખેતર ખેડવું પડે છે, બીજનું વાવેતર કરવું પડે છે, પાણી સિંચવું પડે છે, નીદવું પડે છે, માળા બાંધીને પક્ષીઓથી સંભાળવું પડે છે, રાતે ઉજાગરા વેઠીને હરામખોરોથી બચાવવું પડે છે, ત્યારે તે ઉછરવા પામે છે અને એટલી મહેનત લીધા પછીથીએ કાપણી કરવી પડે છે, કણસલાં મસળવાં પડે છે, ઇત્યાદિ અનેક પ્રકારની ખટપટ કરે છે ત્યારે ખેડૂતના હાથમાં ધાન્ય આવે છે. આ દાખલો આપવાનો હેતુ એ છે કે એજ રીતે સૌએ પોતપોતાની ચાલચલગત માટે કાળજી રાખવી જોઈએ. નહિ તો બળતુંજ પરિણામ ઉત્પન્ન થશે. સારૂં નરસું સમજવાને લાંબી પહોંચની જરૂર છે. અને તે ગુણ એકદમ પ્રાપ્ત થઇ શકતો નથી. જ્યાં સુધી સારાસાર સમજી શકતા ન હોઈએ,

ત્યાં સુધી વડીલોની સલાહને અનુસરવું વધારે સારૂં છે. માબાપ અટકાવ કરે તે કામ કરવાને તત્પર ન થતાં પૂરતો વિચાર કરવો, અને તેનો મર્મ સમજાતો ન હોય તો વધારે ખુલાસો મળવા વારંવાર પૂછતા રહો. ટુંકામાં જેમ કાળજી રાખતા થશો તેમ વધારે વિવેકી નીવડશો. કેટલાક એમ ધારે છે કે અમે ધારીશું તે વખતે અમારા દુર્ગુણો તજી શકીશું પરંતુ એ ધારણા ભૂલ ભરેલી છે. જોઇએ તો તમે અનુભવ કરો. જેમને એવી બાબતના અનુભવ થયા છે તેઓ તો એમ કહે છે કે શરૂઆતમાં અમે એમ ધારતા હતા ખરા, પણ પાછળથી જરાએ પાળી શક્યા નહિ. કેટલાક એમ કહે છે કે એકવાર થયું તે તો ચૂક થઇ, પણ ફરીને એવું નહિ થાય. પરંતુ એમ બોલવામાં કંઇ અર્થ નથી ફરીને પણ તેવી જ ભૂલ વારંવાર થયાં કરે છે. માટે પહેલેથી સારી રીતે ખંત રાખીને પગલું ભરવું જોઇએ.

**વર્તણુંક**—આપણને લોકો સારા કહે તે વાત કરવામાં ભૂલથાપ ન ખાવી. પોતાની જે ફરજ હોય તે હમેશાં અદા કરવી. જગત્‌નિયતા પરમેશ્વર, સર્વ શક્તિમાન, સચરાચર અને અપાર ડહાપણવાળો છે, તેણે આપણને આ મનુષ્યાવતાર સદ્‌કર્મ કરવાને આપેલો છે, માટે આપણી રહેણી કરણીથી તેને સંતોષ મળે એમ થવું જોઇએ. આપણાપર અમુકની મહેરબાની થશે એમ ધારીને અન્યાયને રસ્તે ઉતરવું નહિ.

આપણે જે કંઇ કરીએ તે સારૂં કે નઠારૂં છે તેની તુલના જે શક્તિવડે આપણા મનમાં ઉત્પન્ન થાય છે તેને સારાસાર વિચાર શક્તિ કહે છે. પરંતુ એશક્તિ અનુભવ વગરનાં બાળકોમાં હોતી નથી. માટે તે ગુણ પ્રાપ્ત થવાને આપણે ઉપર કહી ગયા તેમ વર્તવું જોઇએ. એ રીતે વર્તનાર બાળકો સદ્‌ભાગી નીવડે છે અને જન્મ લીધાનું સાર્થક કરે છે.

**સત્ય ભાષણ**—એક પંડિતે કોઇએક રાજાને પૂછ્યું કે મહારાજ આપનાં માતાપિતાએ આપને પ્રથમ કઇ વાત શીખવેલી? રાજાએ જવાબ દીધો **સાચું બોલવું**. તમામ બાળકોએ પણ એજ વાત શીખવાની છે. કોઇ એમ સવાલ કરશે કે શા માટે સાચુ બોલવુ, ખોટું કેમ બોલવું નહિ? તેનો ઉત્તર એ છે જે, આજ સુધીમાં જે જે મહાત્મા પુરૂષો થઈ ગયા, તેમણે એવું કહેલું છે કે ખરૂંજ બોલવું. ધર્મ શાસ્ત્રની પણ એવીજ આજ્ઞા છે. ઈશ્વરને પણ સત્ય વાત પ્રિય છે, તેને ખોટું તો જરાએ ગમતું નથી. એક ઠેકાણે કહેલું છે કે લબાડી માણસને પગ હોતા નથી, તેને ઉભું રહેતાં આવડતું નથી. જૂઠા બોલા લોકો ઘણી રીતે પકડાઇ જાય છે. એક અપરાધની શિક્ષામાંથી બચાવ કરવા જતાં ભળતુંજ બોલીને છોકરાં બીજો ગુન્હો કરી બેસે છે. પછી તે છૂપાવવાને માટે પ્રયત્ન કરવા જતાં વળી ત્રીજા ગુન્હામાં આવે છે. એટલું બધું કરવા જતાં પણ અને ખરી વાત ઉઘાડી થાય છે, એટલે તે ખોટો ઠરે છે, અને ભારે સજાને પાત્ર થાય છે.

સત્ય એવી વસ્તુ છે કે તે ઢાંકી ઢંકાતી નથી અને દાબી દબાતી નથી. તે પોતાની મેળેજ પ્રકાશમાં આવે છે. કોઇ ડાહ્યા પુરૂષને એક માણસે પૂછ્યું કે ખોટું બોલવામાં શો લાભ હોય છે? ત્યારે તે ચતુર પુરૂષે જવાબ વાળ્યો કે, પછીથી આપણે ખરૂં બોલીએ તોપણ તે ઉપર કોઇ વિશ્વાસ રાખતું નથી; કોઈ વાર બોલવામાં ફાવી જવાય, અને તે માતાપિતા કે શિક્ષકના કળવામાં આવ્યું નહિ તો એમ ધારશો માં કે એ વાત કોઇએ સમજ્યું નથી. કવિરાજ નર્મદાશંકર કહે છે કેઃ—

> સાચે શોભિત ખરી તે હરી, નિશ્ચયે આપજી એવ;
> બને વાત બહુ જૂઠમાં, દીસે શુળમાં દેવ. ૧

જેને જાણું ગુપ્ત હું, તેનો તું ન અજાણ;
છાના કામ નિહાળતો, જબરો જગનો ભાણ. ૨

વળી કવીશ્વર દલપતરામ પણ કહે છે કે—

ભોંયમાં પેસી ભોંયરે, કરીએ કાંઇ વાત;
ઘડીએ મનમાં ઘાટ તે, જાણે જગનો તાત. ૧
ખાલી જગા ખોળીએ, કણી મૂકવા કામ;
ક્યાંએ જગ કર્તા વિના, ઠાલું ન મળે ઠામ. ૨

માટે આપણી તમામ છાની વાતોનો ભેદ સર્વ વ્યાપક ઇશ્વરના સમજવામાં હોય છે. તેની જાણ બહાર તો કશુંએ રહેવાનું નહિ. દરેક પ્રાણી અહોરાત્રિ શું કરે છે, એ બધું તે ધારી ધારીને જોયાં કરે છે. કોઇ રીતે ઇશ્વર ઠગાતો નથી. અને જૂઠું બોલનારને સજા કર્યા વગર તે કદાએ રહેતો નથી. પરંતુ એ સજા એવા પ્રકારની હોય છે કે જેને આપણે કળી શકતા નથી. હમેશાં સત્યનો જય છે સત્યનો બેલી ઇશ્વર છે, એમ કહેવાનો હેતુ એ છે કે ઇશ્વરને હમેશાં સત્ય વસ્તુ પ્રિય છે. અને તેટલાજ માટે તે પોતાને સત્યદેવ કહેવરાવે છે.

**ન્યાયથી ચાલવું**—સૌને ઘટિત વસ્તુ દેવી તેને ન્યાય કહે છે. બીજાની તરફથી આપણે જેવી વર્ત્તણુંકની આશા રાખતા હોઇએ તેજ પ્રમાણે આપણી જાતે પણ તેમના પ્રત્યે ચાલવું જોઇએ. લોકો વ્યાજબી રાહે ચાલે, અને આપણે તે કરતાં ઉલટા ચાલીએ તો તે ગેરવ્યાજબી કહેવાય. પ્રથમતઃ પોતાની જાતે ન્યાયથી વર્ત્તવું અને પછીથી બીજાઓ તરફથી એવી આશા રાખવી.

બાળકોએ પ્રમાણિકપણે વર્ત્તવાની બહુ જરૂર છે. કેટલાંક છોકરાંના સ્વભાવ એવા ખરાબ હોય છે કે ફુરસદની વેળાએ સભ્યતામાં રહેતાં નથી પણ બીજાને અડપલાં કરેછે, અને જ્યારે પોતાને ઇજા પહોંચે છે ત્યારે ફરિયાદ ઉઠાવે છે.

ઘણી હિસાબ ગણતી વખતે બીજાની પાટીમાંથી જોઈને ઉત્તર માંડી લે છે, કોઈ છોકરાને પાઠનો સાર કહેવા ઉભો કરવામાં આવે તો ઝટપટ પોતાની ચોપડી ઉઘાડીને ગાઠ જોઈ લેવા જાય છે, તેઓ આ પ્રમાણે નિશાળની અંદર જ કરે છે એમ નહિ. પરંતુ જ્યાં જુઓ ત્યાં ઠગવાનો પ્રયત્ન કરતાં જણાય છે. જે છોકરાંમાં આવી કટેવો હશે તેઓ કદી સારાં થઈ શકશે નહિ. એ ખરાબ ટેવથી આગળઉપર કેટલુંબધું નુકસાન થવાનું છે તેનો ખ્યાલ બાળકોની સમજ બહાર છે માટે એવું કામ કરવું નહિ.

સૌને પોતાની વસ્તુ ઉપર ભાવ હોય છે. આપણી ચીજ કોઈ ચોરી જાય અને આપણને જેમ ખોટું લાગે તેમ બીજાઓને પણ લાગે છે. કદી પણ બીજાની વસ્તુ ચોરવી નહિ. વિસરી જવાથી કોઈની ચીજ રહી ગઈ હોય અને તે આપણા હાથમાં આવે તો ઉઠાવીને ઉંચી મેલવી નહિ પરંતુ જેની હોય તેને સભારીને પાછી આપવી. કેમકે બીજાની વસ્તુ આપણને જડી માટે તે આપણી જ થઈ એમ સમજવું નહિ. પરંતુ તે કોની હતી એનો પાકો તપાસ કરવો, અને પતો લાગેથી હાથ લાગેલી વસ્તુ તેના ખરા માલિકને સોંપવી એ પ્રમાણે જડેલી રકમ માલધણીને પાછી આપવાથી આપણી શાખવટ વધે છે. અને દરેક માણસને એમ કરવું એજ શોભાયુક્ત છે.

તમારે જાણવું જોઇએ કે નવો ગુમાસ્તો કે નોકર રાખવામાં આવે છે તે વખતે ઘણાખરા લોકો તેને નાણી જોવાને પોતાના મકાનોમાં કિમતી ચીજો અથવા રોકડનાણું રખડતું નાંખે છે પરંતુ હાથનો ચોખો માણસ હોય તે એ વસ્તુથી લલચાતો નથી, અને તૂર્તજ નજરે આવેલી રકમ પોતાના શેઠને સ્વાધીન કરે છે. બદદાનત વાળો નોકર એવી રકમ ઉઠાવી ખીસામાં મૂકે છે, તે એમ સમજે છે કે

ઘરધણીના જોવામાં નથી. પણ તેની એવી વર્તણુંકને લીધે કોઇ નોકર રાખતું નથી એટલે એના ભાગ્યોદયનાં દ્વાર બંધ થાય છે. જાત મહેનતથી નાણું મેળવવા યત્ન કરો. અન્યાયને રસ્તે પૈસા પેદા કરી સુખી થવાની ઇચ્છા રાખો નહિ.

**વિચારીને બોલવું**—કોઇપણ શબ્દ બોલતા પહેલાં વિચાર કરવો વગર વિચારે બોલવામાં પાછળથી પસ્તાવો થશે. મોંરુપી દરની અંદર એક ભયંકર નાગણ વસે છે. જેને દાંતરુપી જોરાવર દ્વાર છે. એ દ્વાર મરજીમાં આવે ત્યારે ખુલ્લાં કરી શકે છે અને બંધપણ કરી શકે છે. નાગ અથવા સાપ દરની બહાર નીસરીને માણુસને ડસે છે પણ આ નાગણ તો દરની અંદર રહીને લોકના પ્રાણ લેવાની શક્તિ ધરાવે છે. સર્પડંશ ઉપર મંત્રતંત્ર અથવા ઔષધના ઉપચાર ચાલે છે. પરંતુ એના ડંશ ઉપર તો એકે ઉપચાર અસર કરી શકતો નથી. એવી ચમત્કારીક નાગણ તે કોણ? આપણી જીભ. એની અંદર ઝેર અને અમૃત વસેલાં છે. પરંતુ ડંશરૂપી કટુ વચન જે વખતે બહાર આવે છે તે વેળાએ વજ્રબાણ વાગ્યા સમાન પરિતાપ પેદા થાય છે. ખરાબ પરિણામ લાવવા માટે એકજ કડવું વચન હોય તો બસ છે. ક્રોધના આવેશમાં કોઇનો તિરસ્કાર કરવો કે અ- યોગ્ય વચન કહેવાં તેથી કલહ પેદા થાય છે. અને તેમાંથી કેટલીક વાર તો એક બીજાના જીવ ઉપર આવી પડે છે. કદી કોઈ માણુસ ક્રોધે ભરાઇ બે શબ્દ બોલી જાય તો મોટું પેટ રાખી ગમ ખાઓ, અને તેના બોલવા તરફ ધ્યાન ના આપો. એટલે તે આફરતો નરમ પડશે અને પસ્તાશે.

**બાલકોએ અપશબ્દ બોલવાથી દૂર રહેવું જોઇએ. ગાળ પણ કઠોર ઝેર જેવો પદાર્થ છે. એવો પદાર્થ બરવાને કુ- દરતે પણ આપેલું નથી, પરંતુ સભ્યતારુપ મધુર શબ્દ**

ઉચ્ચારવા માટે મ્હો બનાવેલું છે જે મ્હોમાંથી નીકળ્યું તે પાછું સમાવવું આપણા હાથમાં નથી, પાટી ઉપર લખેલું હાથવડે ભુંસી નંખાશે, અને કાગળ ઉપર લખેલું રબરવડે સાફ કરી શકાશે. પરંતુ મ્હોઢામાંથી કાઢેલાં વચન કોઇ રીતે કોઇ કાળે પાછાં લઈ શકાશે નહિ. કોઇપણ બાબતના સબંધમાં જ્યાં સુધી બોલાયું નથી, ત્યાંસુધી એ સંબધે જે રીતે કહેવા ધારીશું તે રીતે કહી શકાશે; પરંતુ ઉચ્ચાર કર્યા પછી તેમાં કશો ફેરફાર કરવાની સત્તા ધરાવી શકાશે નહિ. માટે પૂરતો વિચાર કરીને બોલવાની ટેવ રાખો કવિવર્ય **દલપતરામજી**નું વચન છે કે—

વાણિ વદે જનમાં જન જેમજ, તેમજ તૂંત પડે પડછંદો.

માટે આપણી કિંમત આપણા હાથમાં છે, અને તે વાણીમાં રહેલી છે. વાણીવડે સંપ વધે છે, દેશાભિમાન પેદા થાય છે, આળસ તજી ઉદ્યોગે વળગાય છે, અને પરમાર્થ સધાય છે.

**ખોટી પ્રતિજ્ઞા ન કરો.**—હસકે ટસકે કોઇને સોગન દેવા એ બરાબર નથી. વળી બનતા સુધી પ્રતિજ્ઞા લેવાનો વખત આવે એવુ કરવુંજ નહિ. ઇશ્વરનું નામ અમુલ્ય છે. સરકાર પણ તેના ઉપર વિશ્વાસ રાખે છે. ચહાય તે વખતે ઇશ્વરને યાદ કરીએ તો તેમાં આપણું કલ્યાણ છે, પણ ખોટી રીતે તેનું નામ લઇ કામ કરવામાં સદા અકલ્યાણ જ છે. જેમ એક રાજા છે તેની સાથે આપણે અમર્યાદપણે બોલીએ તો તે સજા કર્યા વગર રહેતો નથી, તેમ ઇશ્વર પણ ખોટી પ્રતિજ્ઞાનો બદલો વાળ્યા વગર રહેતો નથી કેમકે તે તો રાજાધિરાજ છે. માટે હરકોઈ કામની અંદર ખોટા સોગન ખાવા કે ખવરાવવા નહિ.

**કરજ કરતાં ડરવું જોઇએ.**—પોતાની પેદાશના પ્રમાણમાં ખરચ કરવો. ઉડાઉ થવામાં લાભ નથી. ગજુ વિચારીને

ઘર સંસાર ચલાવવો જોઇએ. જરૂરવગરની ચીજો ગમે તેટલી સસ્તી વેચાતી હોય તોપણ તે ખરીદવી નહિ. ઉધારે આપનાર મળે તોપણ તે લેવી નહિ. પેદાશ કરતાં ખરચ વધી જાય ત્યારે કરજના ખાડામાં ઉતરવું પડે છે માટે પોતાની સ્થિતિને અનુસરી પહેલેથી પગલું માંડો: જેથી ખરચનો બોજો આવી પડે ત્યારે પસ્તાવું પડે નહિ. બનતા સુધી ઉછીનું લેવાની ટેવ હોય તો તે છોડી દેવી જ્યાંસુધી કરજદાર નહિ થશો ત્યાંસુધી તમે ભાગ્યશાળી ગણાશો. કરજ કરવામાં વ્યાજની રકમ ચડે છે. એ વ્યાજને રામની ઉપમા આપેલી છે. તે ઉપરથી લોકો કહે છે કે એક રામે લંકા લીધી તો જ્યાં આઠ રામ કે બાર રામ ભેગા થાય ત્યાં પછી શું બાકી રહે? અર્થાત્ કરજદાર હોય તેના અતે ચિંથરે હાલ થાય છે, માટે આ બાબત જતી કરવા જેવી નથી.

**મિતાહારી થવું**—ખાનપાનમાં ગમેતેમ વર્ત્તી આજારી થવું એ રીત પસંદ કરવા જોગ નથી. જો આપણે શારીરિક શાસ્ત્રને અનુસરીએ અને મિતાહાર રહીએ તો તન્દુરસ્ત રહી શકીએ. માંદા પડીએ તેમાં આપણોજ દોષ હોય છે. ખોરાક હદ ઉપરાંત લેવાથી જેરવી શકાતો નથી; એટલે અજીર્ણ ઉત્પન્ન થાય છે, માટે પચીશકે તેટલું જ ખાવું જોઇએ. જાદે ખાવું નહિ. અધકચરૂં કે કાચું અનાજ શરીરને અપાયકારક હોય છે. અકરાતા જમવું તેના કરતાં જરા ઉણા રહેવામાં વધારે મજા છે. ફલાહાર કરતી વખતે પણ ખેત રાખીને જ કરવો: બનતાસુધી જમીને ફળફળાદિ લેવામાં આવે તો ફાયદાકારક થઇ પડે છે

**મન ચોખ્ખુ રાખવું.**—જે કામ કરવાથી આપણા મનમાં ખરાબ વિચાર પેદા થાય તે વાત કરવી નહિ. અનીતિ ભરેલાં પુસ્તકો વાંચવાં નહિ. દોસ્તી બાંધવી તે

સારા છોકરાઓની સાથેજ બાંધવી. પાપ કર્મ કરવાથી જે આનંદ પ્રાપ્ત થાય છે તે ક્ષણ વાર ટકે છે. પાપીકામનું પરિણામ ઘણુંજ ભયંકર હોય છે માટે તેવું કૃત્ય કદી કરવું નહિ. નિરંતર ઇશ્વરથી ડરીને ચાલવું. નવરાશની વેળાએ નીતિના ગ્રંથો વાંચી જ્ઞાન મેળવવું, તેથી મન શુદ્ધ રહેશે. શુદ્ધ બુદ્ધિથી જે કામ કરીશું તેમાં જશ પ્રાપ્ત થશે જ. અને કુબુદ્ધિના પરિણામમાં માઠું ફળજ ભોગવવું પડશે.

**નમ્રતાદિ સદાચરણ.**—કેટલાંક છોકરાંને જોતા બરાબર પ્રેમ ઉત્પન્ન થાય છે. અને તેઓ આપણી પાસે બેસે, બોલે હસે, અને રમે એવું આપણે ઇચ્છાએ છીએ; અને કેટલાંક છોકરાં નજરે આવતાંજ કંટાળો પેદા કરે છે એટલુંજ નહિ પણ તેઓ જ્યારે આપણી પાસેથી ખસતાં થાય ત્યારે જીવને ચેન પડે છે. એમ થવાનું કારણ એ છે કે પહેલા પ્રકારનાં બાલકો નમ્ર અને સભ્ય હોય છે, અને બીજા પ્રકારનાં છોકરાં ગર્વિષ્ટ તથા અમર્યાદ હોય છે.

ઝાડની ડાળીઓ ફળથી ભરાઈ જાય છે ત્યારે તે જમીન તરફ લચી પડે છે અને અક્કડ રહેતી નથી; તેજ પ્રમાણે વિદ્વાન અને સમજુ માણસો નમ્ર રહે છે. જ્યાંસુધી અજ્ઞાન અંધકાર વધારે હોય ત્યાં સુધી ગર્વ ઓછો થઈ શકતો નથી, પરંતુ જેમ જેમ જ્ઞાનચક્ષુ ઉઘડે છે તેમ તેમ હુંપદ ઘટે છે અને નમ્રતાદિ ગુણો વધે છે.

આપણે જાતે નમ્ર રહેવું જોઇએ. માબાપ, શિક્ષક અને બીજાં વડીલોને યોગ્ય માન આપવું જોઇએ. ઘરનો નોકર કે જેને હલકામાં હલકો માનીએ છીએ તેની સાથે પણ સભ્યતાથી વર્તવું જોઇએ બાલકો ઉપર માયા રાખવી. તેઓ માંહોમાંહે ગાળાગાળી કરે ત્યારે તેમને શીખામણ દેવી, અને ફરીને તેમ કરતાં અટકાવવાં. તેઓને સારે માર્ગે જવા મદદ કરવી, ને ખરાબ પ્રયત્નમાં પડ્યાં હોય તો તે ભાગી પાડવો.

દયા ધર્મનું મૂળ છે. ઘણા ભાગે જે ગરીબ, અપગ અને નમાયાં હોય તેના ઉપર દયા રાખો. તેમને માથે હમેશાં સંકટરુપી વાદળાં લટકતાં હોય છે માટે તેમને ઘટતો આશ્રય આપીને બચાવી લેવાં એ આપણો ધર્મ છે. **તુલસીદાસ** કહે છે કે એક જીવ બીજા જીવની મદદથી જીંદગી ભોગવે છે. અર્થાત્ થોડુ બની શકે તો થોડું, પણ ભાવથી આપવાની વૃત્તિ રાખો. દુનિયામાં સખાવત કરવી એ બહુ મુશ્કેલીનું કામ છે. પણ યાદ રાખો કે તેનો જેટલો સદુપયોગ થાય તેટલો કરી લેવો એ આપણા હાથમાં છે બાકી સૌ માલમિલ્કત અત્રેજ રહેવા દઈને આપણે જવનું છે. માત્ર કરણી સાથે આવશે, માટે બને તેટલો પરમાર્થ કરો. શ્રીમંતોનો ધર્મ એ છે કે ગરીબોને ઘટતો આશ્રય મળે તેવાં સ્થાનકો સ્થાપવાં. તેઓ જન્મારા સુધી ભીખ માગીને પેટ ભરે તેવી સ્થિતિમાં ન રહેવા પામે, એવું કરવું એ તેમનું જ કર્તવ્ય છે

મુગાં પ્રાણીને ત્રાસ આપવો નહિ. ગૌમાતાનું વધારે રક્ષણ કરવું. દેશના જીવનનો મુખ્ય આધાર એના ઉપર છે. તે સર્વદા સુખદાતા જ છે, એના ગુણનો મહિમા અપાર છે અને તે આ સ્થળે વર્ણવી સકાય તેમ નથી. તેમ બીજાં મુંગાં પ્રાણીઓનું પણ યોગ્ય જતન કરવાનુ લક્ષમાં રાખો.

બીજાને બોધ કરતા પહેલાં પંડે નીતિથી ચાલો. **બોલ બોલવા સહેલા લાગે, કરણી કરતાં હૈયે વાગે.** બોલવું તો સહેલું છે પણ તે પ્રમાણે વર્તવું મુશ્કેલ છે. જ્યારે બોલવા પ્રમાણે ચાલીને દાખલો આપીએ ત્યારે જ બીજાના મનપર સારી છાપ પડે છે નહિતો **પોથીમાંનાં રીંગણાં** જેવું થાય છે. માટે પોતાનાં આચરણ નીતિને અનુસરતાં જોઇએ.

**માતાપિતાની ભક્તિ**—ઇશ્વરની માફક માબાપ પ્રત્યે પૂજ્ય બુદ્ધિ રાખવી. આપણા ઉપર માતાપિતાનો ઉપકાર

તેની તુલના કોઈ રીતે થઇ શકે તેમ નથી. આપણે હાલની સ્થિતિમાં આવ્યા તે તેમની મહેનતનો પ્રતાપ છે. આપણને સારાં કપડાં પહેરવા મળે, તાજું અને સ્વાદીષ્ટ ખાવાનું મળે તથા જેથી આપણું મન રાજી રહે એને માટે તેઓ કેટલી કાળજી રાખતાં, અને જાતે કેવાં કષ્ટ વેઠતાં તેનો એકાંતમાં બેસીને વિચાર કરતા રહો. અતિ કષ્ટે છોકરાં ઉછેરવાનો હેતુ એ હોય છે કે તેઓ ડાહ્યાં નીવડે અને ઘડપણ પાળે. આપણો સંસાર સુખરુપ નીવડે તેને માટે હમેશાં બહુધા ફીકર કરનાર માબાપ હોય છે. માટે તેમના અમાપ ઉપકારનો બદલો વાળવા આપણે સેવા ઉઠાવવી જોઇએ. જાતે રળતા થયા અને સંસાર ચલાવવાને શકિતમાન થયા પછી માબાપના ઉપકાર કે બીજા વડીલના આભારને વિસારી દઇ આપસ્વાર્થી ન થવું. ખરા અંતઃકરણથી બનતી સેવા કરવી એનું નામ પુત્રધર્મ છે. સુપુત્રની કરણીથી માબાપને મન જેટલી શાંતિ પેદા થાય છે તે કરતાં કુપુત્રનાં દુરાચરણથી વધારે બળતરા ઉત્પન્ન થાય છે. તેઓ હમેશાં સો કુપુત્ર કરતાં એક સુપુત્રને જ ઇચ્છે છે. માટે તમે પુત્રધર્મને અનુસરો અને બનતી સેવા કરો. આપસ્વાર્થી અને એકલપેટા થઇ પિતૃભકિત તથા ભાતૃ પ્રેમને તજશો નહિ.

ભાઇઓ અને બહેનો, અત્યારસુધી જે બે બોલ કહેવામાં આવ્યા, તે ધ્યાનમાં રાખજો. શેઠની શીખામણ ઝાંપાસુધી એ કહેવત જેવું કરશો નહિ. આ સંસાર અનેક આપત્તિઓથી ભરેલો છે, માટે જે વેળાએ તમને ગમ ન પડે, તે પ્રસંગે તમારાં માતાપિતાને, અથવા બીજાં વડીલોને પૂછીને ખુલાસો લેતા રહેજો, એટલે સંસાર સુખરુપ નીવડશે. હવે છેવટની રજા લેતા પહેલાં કેટલાક નિયમ કહેવા માગુંછું, માટે તે લક્ષમાં રાખીને વર્ત્તતાં રહેજો.

## ટેવ રાખો.

૧. નિરંતર વહેલાં ઉઠવાની ટેવ રાખો.

૨. પથારીમાં આરામ લેવા જતા પહેલાં અને વહાણામાં ઉઠીને તમારા ઇષ્ટદેવનું સ્મરણ કરો.

૩. આવતી કાલે જે કામ કરવું હોય તેનો વિચાર આજ રાતે કરો. અને સવારથી બાંધેલા ક્રમાનુસાર ચાલવાની ટેવ રાખો.

૪. કોઈ કામ કાલ ઉપર ન રાખો કામ તમને ધકેલે તેના કરતા તમે કામને ઉંચુ મેલવાની ખત રાખો

૫. કોઈ કામથી કંટાળો નહિ પરંતુ તે સાંગોપાંગ પાર પાડતાને મચ્યા રહો તેથી ધારેલુ કામ વધારે સહેલાઈથી કરી શકશો અને તેનું ખરેખરૂં રહસ્ય પણ સમજી શકશો.

૬. નવા માણસના સમાગમમાંથી કંઈ નવું જ્ઞાન મેળવી લેવાય એવી ચપળતા રાખો.

૭. કાન સરવા રાખી આસપાસના બનાવો ધ્યાનમાં રાખો.

## અભ્યાસ.

૧. વાંચવા બેસો ત્યારે તમારૂં ચિત્ત સ્થિર રાખો. પથારીમાં પડીને વાંચવું નહિ.

૨. પુસ્તક બંધ કરીને વાંચેલા વિષયનો સાર ધ્યાનમાં લો.

૩. વાંચતી વખતે દીવો કિંવા પ્રકાશ પોતાની પીઠે રહે તેમ બેસો.

૪. થોડું પણ તે લક્ષ પૂર્વક વાંચો, અને ઘટતે પ્રસંગે તેની ચર્ચા કરો.

૫. વાચન શોખ વધારવાથી માનસિક બળ વધે છે, અને ભાષાની ખુબી સમજાય છે.

૬. રજાના દિવસોમાં કૂળધંધાનો અભ્યાસ કરો, અને તેની ઉન્નતિના માર્ગ શોધતા રહો.

૭. પુસ્તક વાંચવાનું શરૂ કરતાં પહેલાં તે વાંચવા લાયક છે કે નહિ તેનો તપાસ કરો.

## વખત અમુલ્ય છે.

૧. ૭ કલાક કરતાં કમી અને નવ કલાક કરતાં વધારે ઉંઘવું નહિ.

૨. અભ્યાસ તરફ પ્રીતિ ન હોય તો તેમાં મિથ્યા વખત નહિ ગાળતાં ફલ પ્રાપ્તિ થાય તેમ વખતનો ઉપયોગ કરવો.

૩. ગયો વખત પાછો આવતો નથી, એ વાત લક્ષમાં રાખો.

૪. નજીવી બાબતમાં વિવાદ કરી વખત ગુમાવવો ઠીક નથી.

૫. જેમ ઘરસંસાર ચલાવવામાં કરકસર કરોછો, તેમ વખતનો ઉપયોગ કરકસરથી કરવાની ટેવ રાખશો તો ઘણો લાભ મેળવશો.

## ન કરો.

૧. કોઇને બીજા માણસના દોષ કહેતા નહિ.

૨. આપવડાઈ ન કરો, અયોગ્ય રીતે બીજાનો તિરસ્કાર ન કરો, હુંપદ ન ધરો, અને સૌને બહુ માનથી બોલાવતા રહો.

૩. દુર્જનથી દૂર રહો, દુર્વ્યસન તજો, અને કુસંપ નકરો.

૪. અનીતિને રસ્તે ધન મેળવવાની ઇચ્છા ન કરો.

## પરચુરણ શિક્ષા.

૧. જમણમાં બે આસં ઓછા જમતા રહો.

૨. ઉતાવળે જમી ઉઠવામાં મોટું પુરૂષાર્થ છે એમ સમજવું નહિ.

૩. ઈશ્વર છે કે નહિ તેનો વાદ બાલ્યાવસ્થામાં જરાએ કરવો નહિ. સ્વધર્મ ઉપર શ્રદ્ધા રાખી ઘટતો શ્રમ પુણ્ય વધે કરો.

૪. ગુસ્સો ચઢે ત્યારે મુગા થાઓ, અથવા દસ સુધી ગણુતરી કરો અને ચિત્તને ઠરાવીને ઉચ્ચાર કરો.

૫. હરેક કામની અંદર ઉતાવળા ન થાઓ, ધીરજથી શાન્તપણે વિચાર કરીને પગલું ભરો.

૬. સંપીને કામ કરતા જાઓ, અને માતાપિતાને સંતોષ આપો.

૭. બીજાની ઠાલી અદેખાઈમાં પડવા કરતાં તેના જેવા ઉચ્ચ સ્થાને જવાનો પ્રયત્ન કરો.

૮. ઘરસંસાર સુખરૂપ નભે એવો ધંધો કરો.

૯. નવરાશની વેળાએ નવું જ્ઞાન મેળવો, કુથલી નકરો.

૧૦. દેશહિત માટે ઘટતો શ્રમ લો.

૧૧. હુન્નર કલા અને વિદ્યાનો વધારો થાય તેવા યત્નમાં મદદ આપો.

દોહરો.

પુસ્તક નાનું હીત ઘણું, કેમ કરીં લખી શકાય;
સાગરમાં જળ છે બહુ, ગાગરમાં ન સમાય.



પણ ક્રમારો દર્શાવેલો છે. આકૃતિઓનો લીધે ભારે ખરચ થયેલો હોવા છતાં તેની કીમત સસ્તી રાખેલી છે. અગાઉના ગ્રાહકને ૦-૪-૦ પાછળથી ૦-૬-૦ પોસ્ટેજ ૦-૦-૬ દરે એક પ્રત ભેટ તથા પોસ્ટેજ માફ. જન્માષ્ટમી તા. ૩૧-૮-૯૩

**છગનલાલ લલુભાઈ શાહ.**

દેશીનામાવાળા—**વડોદરા.**

## વિવેકી વનિતા.

આ એક જન મન રંજન કહાણી છે, સુધરેલી સ્ત્રીનો ઘર સંસાર સુખરૂપ હોઈ શકે છે કે નહિ તેનો પ્રત્યક્ષ અનુભવ થાય છે. વિચક્ષણ સ્ત્રીઓ નિરંતર ઘરની સ્થિતિ વિચારીને પગલાં ભરે છે, તથા સ્વામીને શાન્તિ મળે એવા ચાલમાં રહે છે. કન્યા પ્રાપ્તિથી થતી દીલગીરીનો તથા તેના વખતના, જમણવારને પ્રસંગે શક્તિ ઉપરાંત કરવામાં આવતા ખરચનો, બાળ લગ્નનો, લગ્ન સમયે ગવાતા ફટાણાંનો, આગળો ઝઘડામાં રહેતી બેદરકારીનો તથા તેમને મલિન કપડાં પહેરવાનો કે દાગીના ચાલવાનો, ખરી ચીજનો અને બીજી અનેક બાબતનો નિબંધ દાખલા દલીલથી કરવામાં આવ્યો છે. પુત્રીઓને ભણાવવાની અગત્ય શી છે લાયક વર કેમ મેળવવા, વ્યવહાર સાચવવાની પદ્ધતિ, ગૃહસ્થાશ્રમ ચલાવવાના ઢંગ, નીતિને અનુસરવાથી થતા લાભ, સ્ત્રી પુરૂષના ધર્મ તથા તેમનો અરસપરસનો પ્રેમ આબેહુબ વર્ણવેલો છે. **અયોધ્યા પ્રાંતના કેળવણી ખાતાએ આ પુસ્તક ટેકસ્ટ બુક તરીકે મંજુર રાખી તેના કર્તાને હજાર સુધીનું ઈનામ આપેલું** છે તે ઉપરથી જ **એની કિંમત કરી લેવા** વિનંતી છે. અગાઉના ગ્રાહક પાસેથી **રૂ૦-૮-૦** પાછળથી **૦-૧૦-૦** પોસ્ટેજ **૦-૧-૦ ગ્રાહકનાં નામ પ્રગટ** થશે દરે એક પ્રત ભેટ મળશે, અને પોસ્ટેજ માફ થશે જન્માષ્ટમી તા. ૩૧-૮-૯૩

**છ. લ. શાહ-વડોદરા.**

# સસ્તાં પુસ્તકો.

કેળવણી ખાતામાં ઇનામ લાયબ્રેરીઓ માટે મંજૂર છે.

**દેશીનામું**—જે એની જાતનાં બીજાં પુસ્તકોમાં પહેલો નંબર ધરાવે છે. વર્તમાનપત્રોવાળા કહે છે કે આ પુસ્તક કમાવાને માટે નથી કર્યું, પણ માત્ર લોકસેવા બજાવવા ખાતર બહાર પાડેલું છે. આ. ૨ જી પૃ. ૧૯૨ કિં. ૦॥= પો. ૦)—

**લેખચંદ્રિકા**—તમામ વ્યવહારિક લેખો, કાગળો અને કોરટની અરજીઓ લખવાની સમજૂતી આપનાર અમુલ્ય ગ્રંથ. એમાં સ્ટામ્પ વગેરેની પણ સમજ છે. સુધારા સાથે આ. બીજી કી. ૦–૧૦–૦ પો. ૦)—

**રાજગુરૂ દાદાજી કોંડદેવ અને છત્રપતિ શિવાજી મહારાજ**—આ બોધક પુસ્તક દેશી કેળવણી ખાતાના આશ્રયથી પ્રસિદ્ધ થયું છે. માટે વખાણ કરવાની જરૂર નથી. કિંમત ૦–૩–૦ પોસ્ટેજ ૦)॥

**(નવીન ગ્રંથ) જ્વરચિકિત્સાશાસ્ત્ર**—તાવના પ્રકાર, તેનાં લક્ષણ અને તે ઉપર ઉપચાર. મૂળ શ્લોક ગુજરાતી ટીકા સહિત. એમાંનો એકાદ અખતરો કરી જોવાથી ખરચેલા પૈસા વળી જશે. કિંમત ૧–૪–૦ પો. ૦)=

**સવાલ સંગ્રહ**—ભાગ ૧. થર્ડગ્રેડના ૧૮૭૬—૯૩ અમદાવાદ, વડોદરા, અને પૂના વગેરે ટ્રેનિંગની પ્રવેશક પરીક્ષાના ૧૮૫૦–૯૪ સુધીના સવાલનો સંપૂર્ણ સંગ્રહ છે. કિં. ૦।— આના પો. ૦)॥

**ગાયકવાડી રાજ્યનો ટુંકો ઇતિહાસ**—કી. ૦)॥ [illegible] ૦)॥ કેળવણીખાતામાં પુ. લા. માટે મંજૂર છે. [illegible] ઉર્દુ ભાષાન્તર ટેક્સ્ટ બુક છે. **વિદ્યાર્થિને અગત્યનો બોધ** બે આનાની પોસ્ટની ટિકિટો મોકલનારને મળશે. પાંચ પ્રતથી વીસ ટકા કમિશન. દસ પ્રતથી પોસ્ટેજ માફ.

**છગનલાલ લલ્લુભાઈ શાહ—વડોદરા.**